વિકાસ બાળ સેવા બાળ પ્રગતિ



# શોધો અને જાણો

હર્ષદ પટેલ

આપણી બાળ ગ્રંથમાળા
ભરૂચ.

પુસ્તક
૧

: સંચાલકો :
ભાઈલાલ પટેલ
પદ્માવતી દેસાઈ

તમારામાંથી ઘણાયે ઓગષ્ટ મહિનામાં ત્રીજા વર્ષના પહેલાં પુસ્તકની આશા રાખી હશે. કેટલાક ચાલુ ગ્રાહકોએ તો ત્રીજા વર્ષ માટે લવાજમ પણ મોકલી આપ્યા છે.

અમે આ વખતે નવી યોજના ઘડી છે. ગ્રંથમાળાનું નવું વર્ષ જાન્યુઆરી મહિનાથી શરૂ કરવું.

પહેલાં દર બે મહિને એક પુસ્તક આપતા હતા હવે જાન્યુઆરીમાં ત્રણ પુસ્તકો સાથે આપવા અને બાકીના ત્રણ પુસ્તકો જુનમાં આપવાં. આ રીતે વર્ષમાં છ પુસ્તકો આપવાનું ચાલુ રાખ્યું છે.

ત્રીજું વર્ષ ચલાવવામાં પૂ. પદ્મા બ્હેને ઘણીજ મહેનત લીધી છે.

ગ્રાહક તરીકે ચાલુ રહી તેમજ બીજા નવા ગ્રાહકો મેળવી આપી અમને આ કામમાં સાથ આપશો એવી આશા રાખીએ છીએ.

આ ચોપડી મળશે એટલે નવું વર્ષ તો ક્યારનું શરૂ થઈ ગયું હશે. તમારા બધાનું નવું વર્ષ સુખરૂપ નીવડો એવી અમે પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

| | |
|---|---|
| જાન્યુઆરી | લી. સંચાલકો, |
| ૧૯૪૦ | ભાઈલાલ પટેલ |
| ભરૂચ. | પદ્માવતી દેસાઈ |

# શોધો અને જાણો

હર્ષદ પટેલ



: પ્રકાશક :

પદ્‌માવતી દેસાઈ.
' આપણું બાળ કાર્ય મંદિર '
ચિંગસપુરા-ભરૂચ.

કિંમત ૦-૩-૦






મુદ્રણસ્થાન: રામચંદ્ર એન્ડ બ્રધર્સનું
શ્રી પદ્મવિલાસ પ્રિ. પ્રેસ.
વડાપાડા રોડ—ભરૂચ.

: મુદ્રક :
રામચંદ્ર નરોતમદાસ.

# શોધી શકશો ?

અમે ચાર મિત્રો હતા. એક રામુ, બીજો કનુ, ત્રીજો બાબુ અને ચોથો હું. મારૂં નામ મનુ.

તમને દરેકની ઓળખાણ કરાવું.

બાબુ એટલો બધો સત્યવાદી જાણે કે બીજો હરિશ્ચન્દ્ર અને કનુંનુ તો પૂછવુંજ શું? બહાદુરી તો એના બાપનીજ. એની બહાદુરી જોઇને અમે એને શિવાજી મહારાજ કહેતા. હવે રામુ. તેની કાયાનું શું વર્ણન કરૂં? તેની ફુંદ તો જાણે ગોળો, ભારે શરીર, જાડા જાડા પગ, ગળું અને ગરદન એક. આવું એનું શરીર. આવું શરીર જોઇને અમે એને ગણપતિ બાપા કહેતા.

અમે એક ગામડામાં રહેતા હતા. હિંદી રાષ્ટ્રીય મહાસભા એ અમારી પ્રિય સંસ્થા હતી.

આ પ્રમાણે અમારૂં ચારનું મંડળ હતું. અમારી નાનપણની વાતો તેમજ અમારી પ્રવાસની વાતો સાંભળો તો તમે ખુબજ હસશો.

એક વખતે કનુએ કહ્યું કે બાળ નાટકો આપણે ભજવીએ. ત્યારથી અમે નાટકો પણ ભજવતા થયા. કનુ ગોપીચંદનું પાત્ર આબેહુબ ભજવતો. તે પુરૂષ પાત્ર ભજવતો એટલુંજ નહિ પણ સ્ત્રી પાત્રમાં હજામડીનું પાત્ર પણ સારી રીતે ભજવતો.

બાબુને બાલચિત્રો જોવાનો ખૂબ શોખ હતો. કોણ જાણે કેમ અને શા માટે? એ શોખ એને કેમ હતો તે અમે સમજી શકતા નહિ.

હવે હું. ઝાડપર બેઠેલા પક્ષીને એક આંખ બાડી કરીને એવું તો નિશાન તાકતો કે જાણે બીજો તિરંદાજનો બેટો. વધારામાં બાળકોના લેખો તો મારાજ. અરે લેખો શાના બધાજ ગપગોળા.

અમે બધા એક સાથે બાળ શાળામાં ભણનારા, એકજ ગામમાં રહેનારા, કુદરતમાં બાળ પ્રવાસો કરનારા, ગિરીશિખરો ભટકનારા અને પશુ

પંખીનો વાતો કરનારા હતા, અરે એટલુંજ નહિ પણ આંગણામાં, શેરીમાં અને જયાં જુઓ ત્યાં સાથે ઘુમનારા લંગોટીઆ દોસ્તો હતા.

એક દિવસે કનુએ કહ્યું: "ચાલો ફરવા જઇએ."

મેં પૂછયું. "કયાં જઇશું?"

મનુએ મશ્કરીમાં કહ્યું: "ચાલો હિમાલયે"

હું મશ્કરી સમજી ગયો એટલે મેં વળી કહ્યું: "હિમાલય પર જવા કરતાં ઉડો આકાશમાં."

કનુ વચમાં બોલ્યો, "ભાઈ હવે સાચી વાતો કરો. કયાં જઇશું?"

બાબુએ કહ્યું: "ચાલો જયાં જવાય ત્યાં"

અમે સૌએ ચાલવા માંડયું.

અમે ચાલતા હતા એટલામાં અવાજ આવ્યો: "છેટા રહેજો માબાપ"

બાબુ બોલ્યો, "જાની હવે છાનોમાનો જતો હોય તો, કોણ તને અડે છે?"

આગળ ચાલ્યા ત્યાં તો જીવી કાકીને આવતાં જોયા.

મનુ બોલ્યો: "જીવી કાકીની ખબર પુછું?"

જવાબ મળતાં પહેલાં તો મનુએ પૂછ્યું: "કાં જીવી કાકી કયાં જઈ આવ્યા?"

કનુ બોલ્યો: "કાકીનું કાન પૂરજ ઉજડ છે. શું જવાબ આપવાના છે?"

બાબુ વચમાં બોલ્યો: "જોતો નથી વાડામાં છાણાં થાપી આવ્યા."

જીવી કાકીએ કાંઇ સાંભળ્યું નહિ એટલે જવાબ આપ્યો નહિ. અમે સૌ હસી પડયા. મેં કહ્યું: "અલ્યા પણ, આમ કયાં જઇશું?"

કનુ બોલ્યો: "ચાલો ખળાવાડ થઇને પેલી સફેદ ઓતરાતી દિવાલો દેખાય છે ત્યાં મારા મામાને ઘેર."

દુહી સોરઠા ગાતા ગાતા અમે આગળ વધ્યા ત્યાં રસ્તામાં કાળા હાથ અને કાળી દાઢીવાળો અને

બિહામણો ફકીર પોતાનો ઘુઘરો હાથની કડીઓ સાથે ખખડાવતો ખખડાવતો આવતો જણાયો. તે તો અમારી તરફજ આવતો જણાયો. તેને જોઈને મનુ બોલ્યો: "અલ્યા, આ તો આફ્રિકાના સીદી જેવો લાગે છે." આફ્રિકાનું નામ સાંભળી મને પણ આફ્રિકા સાંભર્યું. આફ્રિકાના માણસો તો કાળાજ હોયને! પેલો ફકીર તો સીધોજ ચાલ્યો ગયો.

કનુના મામાનું મકાન આવ્યું. દરવાજો ઉઘાડયો. ત્યાં તો મોતિયો કુતરો બાઉ બાઉ કરતો અને કુદતો અમારી તરફ આવ્યો. કુતરાને ભસતો સાંભળીને રામજીભાઈ પડી ગયા. પછી તેઓ કપડાં ખંખેરી ઉભા થયા.

કુતરાનો અવાજ સાંભળી કનુના મામા બહાર આવ્યા. મોતિયાને તેમણે બોલાવ્યો અને અમે સૌ અંદર ગયા. મામાએ શેતરંજી પર બેસાડયા અને પૂછ્યું: "અત્યારે કયાંથી આવ્યાં? તમારી શાળામાં હિંદુસ્તાની ભાષા દાખલ થઈ છે ને? શું શીખ્યા?"

કનુએ કહ્યું: "થોડું ઘણું શીખ્યા છે. આજે આ તરફ ફરવા આવ્યા છીએ."

મામા અંદર ગયા. થોડીવારમાં મામી લાડવા લઈ બહાર આવ્યા. અને તેમની પાછળ મામા આવ્યા. અમે બધાએ લાડવા ખાધા અને મઝા કરી. કહો કેવી મઝા? લાડવાનું નામ સાંભળી તમારા મ્હોંમાં પાણી તો નથી છૂટયું ને?

આ વાતમાં બાળવાર્ત્તાઓની લગભગ ૩૭ ચોપડીઓના નામ છુપાયલા છે, તે તમે શોધી કાઢો જોઈએ.

એમાંની થોડીક ચોપડીઓ "આપણી બાળ ગ્રંથમાળા" તરફથી પ્રગટ થઈ છે જયારે ઘણી બધી દક્ષિણા–મૂર્તિ પ્રકાશન મંદિર તરફથી પ્રગટ થઇ છે.



## અધૂરો પત્ર.

પુના,
તા.…………….

પ્રિય……………………સુખ,

કાલે …………પુરથી શિવ…………ભાઈ નીકળશે અને તેઓ………રસ જશે. ત્યાં પોતાનું કામ પતાવી તમારી તરફ આવશે. તેમની પરોણા ચાકરી બરોબર ………જો તેમને વિ……… કરતા નહિ.

સાંભળ્યું છે કે કન………… બનારસની વિદ્યા …………માં જોડાયો છે. શું એ સાચું છે?

કનુ દાદરના………થીયા પરથી પડી ગયો હતો. તેને સહેજ ઇજા થઇ હતી. હવે સારૂં છે. એજ.

લી.
નીલ……………….ના વંદન.

ખાલી જગ્યામાં આપણા શરીરના અંગોના નામો મૂકી પત્ર પૂરો કરો જોઇએ.

શોધો. ગણિત ગમ્મત.

(૧) એવી પાંચ રકમ શોધી કાઢો કે જેનો સરવાળો ૨૫ થાય. ફક્ત (૧) ના આંકડાનો ઉપયોગ કરવો.

(૨) એવી પાંચ રકમ શોધી કાઢો કે જેનો સરવાળો ૫૦૦ થાય. ફક્ત (૪) ના આંકડાનો ઉપયોગ કરવો.

(૩) એવી પાંચ રકમ શોધી કાઢો કે જેનો સરવાળો ૫૦ થાય. ફક્ત (૨) ના આંકડાનો ઉપયોગ કરવો.

(૪) એવી પાંચ રકમ શોધી કાઢો કે જેનો સરવાળો ૧૦૦૦ થાય. ફક્ત (૮) ના આંકડાનો ઉપયોગ કરવો.

(૫) એવી પાંચ સંખ્યા શોધી કાઢો કે જેનો સરવાળો ૧૦૦ થાય. ફક્ત (૪) ના આંકડાનો ઉપયોગ કરવો.

(૬) એવી પાંચ સંખ્યા શોધી કાઢો કે જેનો સરવાળો ૨૦૦ થાય. ફક્ત (૮) ના આંકડાનો ઉપયોગ કરવો.

# શું હશે ?

[ ૧ ]

દરિયા વીણ હું નવ બનું,
છું ઉપયોગી હું સૌનું.
રંગે છું ધોળું રે હું,
ખાણામાં વાપરે છે સહુ.
નવાવર્ષે મને સબરસ કહે,
કહો, લોકો મને શું કહે ?

[ ૨ ]

હું ત્રણ અક્ષરની છું,
પૈસા જેવી ગોળ છું.
સળીઆ સાથે ગોળ ફરૂં,
પૂણી સાથે રમત કરૂં.
કાઢું સુતર ગોળ ફરીને,
મનુષ્ય સાથે મહેનત કરીને.
કિંમતમાં હું હલકી છું,
કહો, ભાઇ હું કોણ છું ?

[ ૩ ]

હું તો બે અક્ષરની છું,
નદી તળાવેથી આવું છું.
કુંભાર મારો ઘાટ ઘડે,
અગ્નિ દેવ મને અડે.
મારા વડે ઘર બંધાય,
કહો મને શું કહેવાય?

[ ૪ ]

મારૂં નામ ત્રણ અક્ષરનું છે,
મારે ચાર પગ છે.
પગ છે પણ ચલાય નહિ,
ખુરસી વિના ગમે નહિ.
સુથારને ત્યાંથી આવું છું,
કહો જોઇએ હું કોણ છું?

[ ૫ ]

ઝાડ છે મારૂં જન્મ-સ્થાન,
ખીસા ટેબલમાં મારૂં ઠામ.
મુજ મુખ્ય લાલ, ધોળો છે રંગ,
પેન્સીલ, શાહીનો મારે છે સંગ.
શબ્દોનો હું દુશ્મન છું,
કહો બાઈ, હું કોણ છું?

[૬]

મારૂં બે અક્ષરનું નામ,
ઉનાળે, ચોમાસે મારૂં કામ.
રંગે હું તો કાળી છું,
સૌને હું ઉપયોગી છું.
અંગે ઝીલું છું વરસાદ,
કોણ હું? કહો રામપ્રસાદ.

[૭]

ઘરના ખુણામાં હું રહું છું,
કચરા—પૂંજાની દુશ્મન છું.
કિંમતમાં હું હલકી છું,
છતાં પણ ઉપયોગી છું.
ચોકખાઇની છું સહિયારી,
કોણ છું? કહોભાઈ બિહારી?

[૮]

અલક મલકની વાતો કહું છું,
સાથે સાથે સંગીત ગાઉં છું.
સવારે, બપોરે, સાંજે અને રાત્રે,
કામ કરૂં સૌ રસિયાને કાજે.

મદદમાં વીજળીબાઈનું પણ કામ,
કહો રમણભાઈ મારૂં શું નામ ?

[ ૯ ]

કાળી હોય ને લીલી હોય,
જુદા જુદા રંગની હોય,
નાની હોય ને મોટી હોય,
હલકી હોય અને કિંમતી હોય.
કલમ શાહીની સહિયારી છે,
સૌને એ ગમનારી છે.

[ ૧૦ ]

મારા નામમાં છે ત્રણ અક્ષર,
કહેવાઉં હું સરકારી નોકર,
સવાર સાંજ આવું છું,
ને શુભાશુભ સંદેશા લાવું છું,
મોહલ્લે મોહલ્લે ફરૂં છું,
કહો જોઈએ હું કોણ છું ?



# કહો જોઈએ ?

(૧) એક શબ્દ એવો છે કે જે ઝાડના એક ભાગ માટે તેમજ ચોપડીના એક ભાગ માટે વપરાય છે.

(૨) એક શબ્દ એવો છે કે જે વીંછીના એક ભાગ માટે તેમજ લોખંડની એક બનાવેલી વસ્તુ માટે વપરાય છે.

(૩) એક શબ્દ એવો છે કે જે અનાજની એક જાત માટે તેમજ સોનું તોલવાના માપ માટે વપરાય છે.

(૪) એક શબ્દ એવો છે કે જે માણસના એક અંગ માટે તેમજ નદીના એક ભાગ માટે વપરાય છે.

(૫) એક શબ્દ એવો છે કે બાવળના એક ભાગને માટે તેમજ ઘડીયાળના એક ભાગ માટે વપરાય છે.

[૧]

**ગાંધીજીને ડાબે હાથે લખાવી દ્યો**

આજે છે રેંટિયા બારશ,
સૌને છે તેમાં ભારે રસ,
મનુ કનુ બે જોડીદાર,
ગયા ચાલી ખાદી ભંડાર,
ખાદી ખરીદી સાથે સાથે,
ગાંધીજી લખે ડાબે હાથે.

[૨]

**ગાંધીજીને બકરીનું દૂધ પાઈ દ્યો.**

જર્મન પોલેંડ તરફથી ધસ્યા,
અનાજ તેલના ભાવ વધ્યા,
સૌ લોકો બેઠા ચિંતા કરે,
સરકાર આ પ્રશ્ન હાથ ધરે,
ભાવમાં સૌ રહો ભાઈ શુદ્ધ,
ગાંધીજી પીએ બકરીનું દુધ.

[ ૩ ]

## ગાંધીજીને વિચારમાં નાંખી દ્યો.

જર્મન પોલાંડ લડાઇ લડે,
બ્રિટન ફ્રેંચ વચ્ચે પડે,
રશિયા વચમાં ચડી આવે,
બીજા દેશોને તે અકળાવે,
હિટલર તો મારા મારી કરે,
ગાંધીજી બેઠા વિચાર કરે.

[ ૪ ]

## ગાંધીજીને વાત કરાવી દ્યો.

આજે છે જાહેર સભા,
જવાહર બોલે ઉભા ઉભા;
સભામાં છે અજબ શાંતિ,
તકલી, બેઠા ફેરવે કાંતિ,
તકલી, સૂતર ગોળ ફરે,
ગાંધીજી સરદાર વાતો કરે.

[ ૫ ]

## બાબુ રમુને દડે રમાડી દ્યો.

ફાગણ મહિનો આવ્યો ભાઇ,
સાથે અજવાળીયું લાવ્યો ભાઇ,
હોળી આવીને રજા લાવી,
બાળકોને રમવાની મઝા આવી,
આકાશમાં તારા ટમટમે,
બાબુ, રમુ બે દડે રમે.

[ ૬ ]

## મોતીને ઘોડે ચડાવી દ્યો.

અંધારૂં ગયું ને અજવાળું ગયું,
કુકડો બોલ્યોને લોક જાગી ગયું,
દાદીમા બેઠા દાતણ કરે,
વાંદરાનું બચ્ચું ગેલ કરે,
ગેલ કરતાં નીચે પડે,
મોતીભાઈ એકલા ઘોડે ચડે.

[ ૭ ]

## રમણુને આંક ભણાવી દો.

સુરજ આથમે ને સાંજ પડે,
દિવસ પૂરો થાય ને રાત પડે,
આકાશમાં ચાંદો મામો આવ્યો,
સાથે કેટલાય તારાને લાવ્યો,
નાનાભાઈ બેઠા તારા ગણે,
રમણુભાઇ બેઠા આંક ભણે.

[ ૮ ]

## જમુને ધાણી ખવડાવી દો.

મીઠા છે તડબુચને રાયણુ,
ત્યાં આવ્યા રામો ને નારાયણુ,
લાલ તડબુચને પીળી રાયણુ,
તે જુએ રામોને નારાયણુ,
જોઈ બન્નેના મુખમાં છૂટયું પાણી,
જમુ પાછળ ઉભો ખાય ધાણી.

# શોધો જોઈએ ?

એક ગામ હતું. ગામના ધણી એક ઠાકોર હતા. ગામમાં ઘણા બધા માણસો રહેતા હતા. તેમાં ખાસ કરીને જોષી, વાલંદ અને મુનશી એ ત્રણ ઠાકોરના ખાસ મિત્રો હતા.

વાલંદને એક પટેલ મિત્ર હતા. તેઓ વાલંદને ત્યાં એક દિવસ બે ઘોડાની ગાડીમાં બેસીને આવ્યા.

વાલંદે ભટ્ટને બોલાવ્યો. રસોઈ કરાવી. પટેલ જમ્યા. આમ તેમ વાલંદ સાથે ગપ્પા માર્યા.

રાત પડી સૌ સૂઈ ગયા.

વાલંદના ઘરમાં માંકડ અને મચ્છર ખૂબ હતા. એટલે મોડી રાત સુધી પટેલને ઉંઘ આવી નહિ. પાછલી રાતે પટેલ ઉંઘી ગયા.

ઉંઘમાં પટેલને એક સ્વપ્ન આવ્યું. પટેલ તો જાણે જંગલમાં ફરે છે. એટલામાં હાથીનું ટોળું

આવતું જણાયું. પટેલ તો ઝાડપર ચઢી ગયા. હાથીનું ટોળું ગયા પછી વાઘનું ટોળું આવ્યું અને ગયું. આ પ્રમાણે પટેલે હાથી અને વાઘ જોયા. સવાર પડતાં અચાનક પટેલ જાગી ઉઠયા. સ્વપ્ન અધુરૂં રહ્યું. નાહી ધોહીને પટેલ પાછા પોતાના ઘર તરફ ફર્યા.

—માણુસના નામને છેડે અટક લખવાનો રિવાજ છે. તમે પણ તમારા નામને છેડે અટક લખતા હશો. આ વાતમાં કેટલીક અટકો છે. તે શોધો જોઇએ?



# શોધી શોધી ખાવ.

[મિઠાઈ]

(૧) ઈન્દુભાઈ, બરાબર ફીરકી પકડજો, નહિ તો કદાચ પતંગ કપાઇ જશે.

(૨) આજે તો ભાતની સાથે મગ જમો કારણ કે દાળ કરી નથી.

(૩) કાના પટેલનું હલ વોળામણુ આવતાં ભાંગ્યું.

(૪) દિનુભાઈ આજે "બાલ જગત"ના કામે સુરત ગયા છે.

(૫) કહો સોમાભાઈ, વીસ ઘા, રીમ બે મળી કેટલા કાગળ થાય?

## શોધો અને ઓળખો

[પ્રાણી]

[૧] રંજન, દરાખ રખડતી ન મૂકો.

[૨] આ કયો રાગ જલતરંગમાં વાગે છે?
[૩] નરસિંહ, રણમાં ઝાડ હોય કે નહિ?
[૪] વા, ઘડીક વાયો ને રહી ગયો.
[૫] તમારૂં બળ દરવાજા પર અજમાવો જોઇએ?

## શોધી શોધી ચાખો

### [ ફળ ]

(૧) કાલે કરાંચી કુસુમ જશે.
(૨) અહીં નાના રંગીન ભમરડા મળે છે.
(૩) સીતારામ ફળ સારા લાવે છે.
(૪) મારવું કે રીસાવું એ સારૂં નથી.
(૫) વડોદરા ખરેખર જોવા લાયક શહેર છે.

## શોધી શોધી પીઓ

### [ પીણાં ]

(૧) હુશેન ચાચા, એક હોંશિયાર જમાદાર છે.
(૨) રમણે પોતાનો પૈસો ડાહ્યાભાઇને આપ્યો.
(૩) મોતીલાલ કાલે મનહરને નિશાળે બેસાડશે.
(૪) મગન પોતાનો ધોકો કોળીવાડમાં ભૂલી આવ્યો.
(૫) બે દૂ, ધનસુખે બાબુને પૂછ્યું.

## જાણ્યું.

વારના નામને કંઈક મળતા કેટલાક માણસોના નામ હોય છે.

સોમભાઈ, મંગળદાસ, બુધીયાભાઇ, ગુરૂદાસ. શુકરીયો, શનાલાલ અને રવિશંકર.

વારના નામને મળતાં કેટલીક પોળના નામ પણ છે. ફક્ત તેમાં ગુરૂવાર નથી આવતો આ પોળો પુના શહેરમાં આવેલી છે.

સોમવાર પેંઠ, મંગળવાર પેંઠ, બુધવાર પેંઠ, શુક્રવાર પેંઠ, શનિવાર પેંઠ, રવિવાર પેંઠ.

લોક લોકના પવિત્રવાર.

લોકો અઠવાડિયાનો એક વાર પવિત્ર દિવસ તરીકે પાળે છે. નીચે લોક લોકના પવિત્ર વાર આપવામાં આવ્યા છે.

| | | | |
|---|---|---|---|
| ગ્રીકોનો | .... | .... | સોમવાર |
| ઈરાનીઓનો | .... | .... | મંગળવાર |
| એસિરિયનોનો | .... | .... | બુધવાર |
| ઈજીપ્શીઅનોનો | .... | .... | ગુરૂવાર |
| મુસલમાનોનો | .... | .... | શુક્રવાર |
| યહુદીઓનો | .... | .... | શનિવાર |
| ખ્રિસ્તીઓનો | .... | .... | રવિવાર |

—પુનામાં દક્ષિણી બાળકો દશેરાને દિવસે શું કરતા હશે તે તમે ધારી શકો છો?

—દશેરાને દિવસે શાળામાં રજા હોય છતાં પણ શાળા ઉઘાડવામાં આવે છે. બાળકો ઘેરથી પોતાને જેવું આવડે તેવું સરસ્વતીનું ચિત્ર પાટીમાં દોરી જાય છે. શાળામાં બેસી તેનું પૂજન કરી પૂજન પછી શિક્ષકને દક્ષિણા આપે. આ પ્રમાણે બાળકો દશેરા ઉજવે છે.

—જગતમાં "એસ્કિમો" નામની એક માણુસની જાત છે. તેઓ બરફવાળા પ્રદેશમાં રહે છે. "એસ્કિમો" કોઈ દિવસ નહાતા નથી. બાળકોને

તેમની માતાઓ કેવી રીતે સાફ કરે છે તે જોઇએ. માતાઓ બાળકોના શરીરને પોતાની જીભ વતી ચાટે છે. આ રીતે બાળકો સાફ થાય છે. કારણકે આ પ્રદેશમાં ખુબ બરફ છે. ત્યાં ઠંડી પણ પુષ્કળ. ઠંડીમાં કપડાં કાઢીને નાહવાની હિંમતજ ન થાય.

—આપણા દેશમાં જેઓ ખેતી કરે છે તેઓને ખેડૂતો કહે છે. ઇજીપ્તમાં જેઓ ખેતી કરે છે તેને ફેલ્લા કહે છે. તેઓ આપણી માફક ઘરમાં ચુલા રાખતા નથી પણ ઘરની બહાર રાખે છે.

—ખેતી કરવામાં આપણે ત્યાં બળદનો ઉપયોગ થાય છે જ્યારે ઇજીપ્તમાં પાડાઓ, ઉંટો અને ગધેડાંઓને ખેતીના ઉપયોગમાં લેવામાં આવે છે.

—ઇજીપ્તમાં લોકો ઘોડાને બદલે ગધેડા પર બેસે છે.

—ઇજીપ્તમાં આઝાદ નામની એક વિદ્યાપીઠ છે. તેમાં વિદ્યાર્થીઓની ફી નથી તેમજ શિક્ષકોના પગાર નથી. નાના બાળકોથી માંડીને મોટા પુરૂષો સુધી બધાને અહીં ભણાવાય છે.

—ઈજીપ્તના દુકાનદારોની એક રીત જાણવા જેવી છે. કોઈ ઘરાક માલ લેવા અગર માલની તપાસ કરવા આવે તો પહેલા બેસાડે છે અને પછી તુરતજ કોફી આપવામાં આવે છે. ત્યાર પછી માલની વાત કરવામાં આવે છે.

—આફ્રિકા નામના એક દેશમાં તેમાં "નિગ્રો" નામની એક કોમ રહે છે. "નિગ્રો"ની સ્ત્રીઓ વિષે તમને કહું. આપણે ત્યાં ખાસ કરીને ગુજરાતમાં બ્હેનો પોલકાંપર 'લેસ' મૂકાવે છે તેવીજ રીતે ત્યાંની નિગ્રોની સ્ત્રીઓ પોતાના તમામ કપડાં પર કોડીની લેસ મૂકાવે છે. નાના બાળકો આપણે ત્યાં કોડીઓ રમવા માટે વાપરે છે તેવી કોડીઓ. ત્યાં કોડીઓનો ખૂબ વપરાશ થાય છે.

વળી તેઓ કોડીઓના હાર ગળામાં પહેરે છે અને વાળમાં કોડીનાં ઘરણાં ઘાલે છે.

—ચીનમાં લાખો માણસો નદીપર હોડીમાં ઘર બાંધીને રહે છે. ત્યાં આવેલી પર્લ નદીપર ત્રીસ લાખ માણસો રહે છે. માણસોની સાથે બાળકો પણ ખરાજ. બાળકો રમતાં હોડીમાંથી પડી જઈ ડૂબી નહિ જાય

તે માટે તેઓની પીઠપર નાનકડું પીપ બાંધવામાં આવે છે જેથી તેઓ ડૂબી નહિ જાય.

—આપણે ચા બનાવીએ છીએ ત્યારે ચા બનાવવા માટે આપણે ચાના પાંદડા નાંખીએ છીએ. ચીનમાં ચાના ચોસલાં બનાવવાના કારખાનાં છે. તેઓ કેવી રીતે તૈયાર કરીએ છે તે જોઇએ. પહેલાં ચાના પાંદડાંઓ દળીને તેનો બારીક લોટ કરવામાં આવે છે. આ લોટમાં વરાળ દાખલ કરીને તેને ભીનાશવાળો કરવામાં આવે છે. પછી તેને સંચામાં દબાવી ઇંટોના આકારના ચોસલા બનાવવામાં આવે છે. ચાના તૈયાર થએલાં ચોસલાં પરદેશ મોકલવામાં આવે છે.

તિબેટના ઘણા લોકો આ ચાના ચોસલાનો ઉપયોગ કરે છે. મધ્ય એશિયામાં "કિરગીઝ" નામની એક મનુષ્યની જાત રહે છે. તેઓ આ ચોસલાની ચા પીએ છે.

—ચીનમાં વાંસ ખૂબ થાય છે. ખેડૂતોના ઘરોના છાપરાં બનાવવામાં, ઘરની ભીંતો બનાવવામાં, ઘરમાં પાણીના નળ બનાવવામાં વાંસનોજ ઉપયોગ કરવામાં

આવે છે. ઘરમાં ખુરસી ટેબલ પણ વાંસનાજ બનાવવામાં આવે છે. આપણે ત્યાં વરસાદમાં કેટલાક છત્રીઓ તેમજ "રેઈન કોટ" નો ઉપયોગ કરે છે ત્યારે તેઓ વરસાદથી બચવા માટે વાંસની મોટી ટોપીઓ બનાવે છે અને તેનો ઉપયોગ કરે છે.

કાંસકી, સોટીઓ અને કુટપટીઓ વાંસની બનાવે છે. કલમ અને ખડીઓ પણ વાંસનાજ બનેલા હોય છે. વાંસમાંથી કાગળો પણ બનાવે છે.



# ઉત્તરો.

( શોધી શકશો. )

૧ હરિશ્ચન્દ્ર ૨ શિવાજી મહારાજ ૩ ગણુપતિબાપા ૪ હિંદી રાષ્ટ્રીય મહાસભા ૫ નાનપણુની વાતો ૬ બાળનાટકો ૭ ગોપીચંદ ૮ હજામડી ૯ બાલચિત્રો ૧૦ કેમ અને શા માટે? ૧૧ તિરંદાજ ૧૨ બાળકોના લેખો ૧૩ ગપગોળા ૧૪ બાળશાળામાં ૧૫ ગામમાં ૧૬ કુદરતમાં ૧૭ બાળ પ્રવાસો ૧૮ ગિરિ શિખરો ૧૯ આંગણામાં ૨૦ શેરીમાં ૨૧ ફરવા જઈએ ૨૨ ચાલો હિમાલયે ૨૩ ઉડો આકાશમાં ૨૪ સાચી વાતો ૨૫ છેટા રે'જો માબાપ ૨૬ પૂછું ? ૨૭ વાડામાં ૨૮ છાણાં થાપી આવ્યા ૨૯ ખાળાવાડ ૩૦ ઓતરાતી દિવાલો ૩૧ દુહા સોરઠા ૩૨ કાળા હાથ કાળી દાઢી ૩૩ આફ્રિકા ૩૪ મોતિયો ૩૫ રામજીભાઈ પડી ગયા ૩૬ કયાંથી આવ્યાં? ૩૭ શું શીખ્યા ?

## અધૂરો પત્ર.

(૧) નયન (૨) કાન (૩) ચરણ
(૪) હાથ (૫) કર (૬) મુખ (૭) કેશ
(૮) પીઠ (૯) પગ (૧૦) કંઠ.

## શોધો ગણિત ગમ્મત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| [૧] | ૧૧ | [૨] | ૪૪૪ | [૩] | ૨૨ |
| | ૧ | | ૪૪ | | ૨ |
| | ૧ | | ૪ | | ૨ |
| | ૧ | | ૪ | | ૨ |
| | ૧૧ | | ૪ | | ૨૨ |
| | ૨૫ | | ૫૦૦ | | ૫૦ |
| [૪] | ૮૮૮ | [૫] | ૪૪ | [૬] | ૮૮ |
| | ૮૮ | | ૪ | | ૮ |
| | ૮ | | ૪ | | ૮ |
| | ૮ | | ૪ | | ૮ |
| | ૮ | | ૪૪ | | ૮૮ |
| | ૧૦૦૦ | | ૧૦૦ | | ૨૦૦ |

## શું હશે?

(૧) મીઠું (૨) તકલી (૩) ઈંટ (૪) ટેબલ
(૫) રબ્બર (૬) છત્રી (૭) સાવરણી (૮) રેડીયો
(૯) ઇન્ડીપેન (૧૦) ટપાલી.

## કહો જોઈએ ?

(૧) પાન (૨) આંકડો (૩) વાલ (૪) મુખ (૫) કાંટો.

## શોધો જોઈએ ?

ઠાકોર, જોષી, વાલંદ, મુનશી, પટેલ, ઘોડા, ભટ્ટ, માંકડ, મચ્છર, હાથી, વાઘ.

## શોધી શોધી ખાવ.

(૧) બરફી (૨) મગજ (૩) હલવો (૪) મેસુર (૫) ઘારી.

## શોધો અને ઓળખો.

(૧) ખર (૨) ગજ (૩) હરણુ (૪) વાઘ (૫) બળદ.

## શોધી શોધી ચાખો.

(૧) ચીકુ (૨) નારંગી (૩) રામફળ (૪) કેરી (૫) દરાખ.

## શોધી શોધી પીઓ.

(૧) ચા (૨) સોડા (૩) લેમન (૪) કોકો (૫) દૂધ.

# અભિપ્રાયો.

—બાળકોના શિક્ષણના અગત્યના મુદ્દાઓને લક્ષમાં રાખીને શાસ્ત્રીય પદ્ધતિથી બાલ સાહિત્ય રજુ કરવા માટે થયેલા પ્રયાસોમાં આપણી બાળ ગ્રંથમાળા પણ એક અગત્યનું સ્થાન મેળવી લ્યે છે. —રવિવાર.

—બાળકો જલ્દી ઉકેલી શકે તેવા મોટા અક્ષરોમાં છપાયેલી આ ગ્રંથમાળાની છએ પુસ્તિકાઓ બાલકોને માટે રસદાયક થઈ પડશે. —પ્રજાબંધુ.

—ભાષાશૈલી બાલસુલભ, સહેલી ને સરળ હોઈ વાંચતા વાર્તા વાચનનો રસ અનુભવાય છે, એટલે બાલવાચકોને એનું વાચન ખૂબજ રૂચિકર થઇ પડશે એમ માનીએ છીએ. નાનાં મોટા તમામ પ્રકારના પુસ્તકાલયો તેમજ સંસ્કારી કુટુંબો આને જરૂર ખરીદે ને વંચાવે. —પુસ્તકાલય.

—એકંદરે આ ૬ પુસ્તકોમાં સુંદર બાલ–સાહિત્ય અપાયું છે અને વિવિધતા પણ સારી રીતે જળવાયાં છે. એક રૂપીઆમાં આટલું સાહિત્ય આપવાનું કામ પ્રશંસાને પાત્ર છે. —જન્મભૂમિ.

વાર્ષિક લવાજમ રૂા. ૧) પુસ્તકો ૬.

—: મળવાનું ઠેકાણું :—

આપણી બાળ ગ્રંથમાળા

સિંગસપુરા, ભરૂચ.

# ત્રીજુ વર્ષ.

## આપણી બાળ ગ્રંથમાળાના પુસ્તકો

| વર્ષ ૧લું | વર્ષ ૨જું |
|---|---|
| શું શીખ્યા ? | કેમ અને શા માટે ? |
| *ગામડામાં | આપણે ભજવીએ |
| હિંદી રાષ્ટ્રીય મહાસભા | ન્હાનપણની વાતો |
| બાલચિત્રો | ભાઈ—બ્હેન |
| *ચાલો હિમાલયે ભા. ૧ | ઉડો આકાશમાં |
| ચાલો હિમાલયે ભા. ૨ | સાચી વાતો |
| *ખલાસ થવાથી મળી શકશે નહિ | દરેકની કીં. ૦-૩-૦ પોસ્ટેજ જુદું |

ગ્રાહક થનારને રૂા. ૧) માં ૭ પુસ્તકો પોસ્ટેજ સાથે ઘેર બેઠા મોકલવામાં આવશે.

ત્રીજું વર્ષ.

૧. શોધો અને જાણો. ૨. રૂપેરી દાઢીવાળા બાળક, અને બીજા ચાર.

પુસ્તકો, જાન્યુઆરી ૩, જુન ૩,

વાર્ષિક લવાજમ રૂા. ૧) પરદેશ શિ. ૩)

—: મળવાનું ઠેકાણું :—

**આપણી બાળ ગ્રંથમાળા, ચિંગસપુરા—ભરૂચ.**

---

જુજ લવાજમમાં ઉત્તમ સાહિત્ય પીરસતું સામયિક.

**કુસુમ** પ્રકાશન સમય: મહા, જેઠ, આસો.
લવાજમ પોસ્ટજ સાથે ૧—૦—૦

લવાજમ અગાઉથી લેવામાં આવે છે. નમૂનો ૦-૬-૦

—: લખો :—

**"કુસુમ" ભવન, ૩૭૪ વેતાળપેઠ, પૂના, ૨**

શ્રી પદ્મવીલાસ પ્રિ. પ્રેસ,—ભરૂચ.